શ્રીગણેશાય નમઃ

# મુદ્રા પ્રતાપ

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

---

શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ માટે.

રચનાર
કવિ ચિત્રકાર
ફુલચંદ ઝવેરદાસ શાહ.—નડિયાદ.

---

પ્રકાશકઃ—
પ્યારેલાલ વિઠ્ઠલરાય મેહેતા,
શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજ' ના માલેક.
હાલ મુકામ—મુંબઈ કાવસજીપટેલના તલાવ પાસે
આવૃત્તિ ૬ ઠી પ્રત ૧૦૦૦.
[વિ. સં. ૧૯૭૩]          [ઈ. સ. ૧૯૧૭.

---

મૂલ્ય બે આના.

## ॥ सत्यं परं धीमहि ॥

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिं ।**
**यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥**

મૂળબીજ મહાભારત કેરા આદિપર્વ વિષે જેનું
પોષી કવિવર કાલીદાસે નાટક વૃક્ષ કર્યું તેનું
સપ્ત ડાળ સુંદર છે જેમાં પૂરણ રસ ભરીઆ મીઠા
પાને પાને નસે નસે રસરાજ તણો મહિમા દીઠા
પુષ્પતણા પરિમલથી મધુકર વૃંદવિદેશ થકી આવ્યાં
રસના ભોગી રસિકજનોએ નિજ ભાષાભૂમિમાં વાવ્યાં
અનેક ભાષારૂપે ભાસે સર્વ પ્રસંશા કરે ઘણી
ચિત્રકાર પુરે ત્રિપુટી ચહી આશિષ કવિ કુલગુરૂ તણી

# મુદ્રા પ્રતાપ નાટકનાં મુખ્ય પાત્રો.

—:0:—

**કણ્વ**—શકુન્તલાને ઉછેરીને મોટી કરનાર તપસ્વી.

**દુષ્યંત**—પુરૂ કુલવંશી રાજા.

**માઢવ્ય**—દુષ્યંત રાજાનો સહચર.

**માતલિ**—ઇન્દ્રનો સારથી.

**દુર્વાસા**—મહા ઉગ્ર તપસ્વી.

**શંખદત્ત**—ગરીબ બ્રાહ્મણ–છાયાનો પતિ.

**ધનમિત્ર**—નગરશેઠ.

**ઓઘડ**—નગરશેઠનો વ્હેવાઇ

**બોઘડ**—નગરશેઠનો મુનીમ.

**શાંર્ગરવ, શારદ્વત–**
**હારીત ગૌતમ—** } કણ્વના શિષ્યો.

**શકુન્તલા**—મેનકાઅપ્સરાની પુત્રી.

**પ્રિયંવદા—**
**અનસૂયા—** } શકુંતલાની બાલ સહચરીઓ.

**સાનુમતી**—મેનકાની સખી.

**મેનકા**—શકુન્તલાની માતા.

**છાયા**—ધનમિત્રને ત્યાં ઉછરીને મોટી થયેલી અનાથ કન્યા.

**લક્ષ્મી**—ધનમિત્રની સ્ત્રી.

એ સિવાય માછી, તાપસિઓ, સાહેલીઓ અપ્સરાઓ, કોટવાળ, સિપાઇઓ વિગેરે.

શ્રીગણેશાયનમઃ

# મુદ્રા પ્રતાપ.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

### મંગળાચરણ–વસ્તુ વિવેચન.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧**—કણ્વ ઋષિના આશ્રમ સ્થાનમાં પોતાની બાળ સહચરીઓ સાથે શકુંતલા આશ્રમનાં ફુલ ઝાડને પાણી પાય છે તેવામાં શિકારે નીકળેલા પુરૂવંશી દુષ્યંતનું ત્યાં આગમન થાય છે. શકુંતલા તથા દુષ્યંતનું પ્રથમ પ્રેમદર્શન.

**પ્રવેશ ૨**—શિકાર નિમિત્ત દુષ્યંતની સાથે અરણ્યમાં નીકળેલા રાજાના સહચર માઢવ્યનો શકુંતલાના મોહ પાશમાં પડેલા દુષ્યંત સાથે વ્યંગ વિનોદ. રાક્ષસોથી ભય પામેલા ઋષિ બ્રાહ્મણો, તથા કણ્વના શિષ્યોનું રક્ષણાર્થે રાજાને નિમંત્રણ. નિમંત્રણનો સ્વીકાર.

**પ્રવેશ ૩**—રાજાના આગમનથી તપોવનમાં શાંતિઃ શંખદત્ત નામના એક ગરીબ બ્રાહ્મણની અનુભવ પોથીની સોના મ્હોરો આપનારા શંખના બદલામાં ખરીદી.

**પ્રવેશ ૪**—મદનતાપથી પરિતાપ પામતી શકુંતલાને સખીઓના શીતલોપચાર–શકુંતલાનો પ્રેમપત્ર–દુષ્યંતનું પ્રાગટ્ય–માજી ગૌતમીના આગમનથી રંગમાં ભંગ.

પ્રવેશ ૫—ધનમિત્ર નામના નગરશેઠે પોતાની પુત્રી કરીને ઉછરેલી છાયા નામની અનાથ કન્યાનાં લગ્ન. શેઠાણીનો વિરોધ—અનાથ છાયા તથા બીજી સખીઓનો અરસપરસ હાસ્યવિનોદ.

પ્રવેશ ૬—નગરશેઠને ત્યાં જતી જાનનો ઉતારો—વરને ઓચિંતી વાઈ આવવાથી લગ્નમાં વિઘ્ન—ભુખ્યા શંખદત્તનું અચાનક આગમન—મુહૂર્ત સાચવી લેવા માટે વરને બદલે શંખદત્તને ઉઘલાવવાની યોજના.

પ્રવેશ ૭—દુષ્યંતની સાથે ગાંધર્વ લગ્નથી પરણેલી શકુંતલાના સંબંધમાં સખીઓની મામિક ગોષ્ટી—હરણના બચ્ચા પ્રત્યે પ્રેમ દર્શાવતો શકુંતલાને દુષ્યંતનો ઠપકો—ઠપકાનો જવાબ—મુદ્રાદાન—વિર બેલી શકુંતલાને દુર્વાસાનો શાપ—શાપના અનુગ્રહ માટે સાનુમતિ તથા બીજી અપ્સરાઓની દુર્વાસાને પ્રાર્થના.

ટેબ્લો.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧**–સોમતીર્થથી પાછા ફરેલા કણ્વ મુનિના શિષ્યોની વનમાં પુષ્પ લેવા જવા માટે તૈયારી–રાજાને ગયે ઘણા દિવસ થઇ જવાથી શકુંતલાની સખીને ચિંતા–વધામણી.

**પ્રવેશ ૨**–સાસરે સીધાવતી શકુંતલાને વડીલોનાં અશીર્વચન હિત શિખામણ.

**પ્રવેશ ૩**–ધનમિત્ર શેઠને ત્યાં વર કન્યાની એકાંત મુલાકાત, ભાડુતી પરણેતરનો ભવાડો.

**પ્રવેશ ૪**–દુષ્યંતરાજાના સભાસ્થાનમાં શકુંતલા તથા ગોતમીનું આગમન–દુર્વાસાના શ્રાપ પ્રભાવથી રાજાને પૂર્વ વાતનું વિસ્મરણ–શકુંતલાનો પશ્ચાત્તાપ–મેનકાનું શકુંતલાને આકાશમાં ઉપાડી જવું.

**પ્રવેશ ૫**—શંખદત્ત તથા ઓઘડ બોઘડની ભાંજગડ. શંખદત્તને વિદાયગીરી–રાજાની મ્હોર છાપવાળી અંગુઠી લઇ માછીનું કીંમત કરાવવા આવવું–અંગુઠી પચાવતાં પકડાઇ જવું–દાનત તેવી બરકત–બારોબાર બંદીખાને.

**પ્રવેશ ૬**–ભાડુતી પરણેતરના ભેદનો ખુલાસો–પ્રપંચનો ભોગ થઇ પડેલી છાયા તથા શેઠ શેઠાણીનો પશ્ચાતાપ.

**પ્રવેશ ૭**—વસંતોત્સવનો પ્રતિબંધ–પોતાની અંગુઠી પ્રાપ્ત થતાં રાજાને પૂર્વ વાતનું સ્મરણ–પશ્ચાત્તાપ–માઢવ્યનો દીલાસો–ધનમિત્ર સંબંધી પત્ર વાંચતાં દુઃખમાં વૃદ્ધિ–ગુપ્ત રીતે રાજાની ચિકિત્સા જોતી અપ્સરા સાનુમતિનો સંતોષ. આકાશમાંથી માતલીનું રથ લઇને આવવું–દુષ્યંતને લઇ ઇંદ્રલોકમાં જવુ.

ટેબ્લો.

## અંક ૩ જો.

પ્રવેશ ૧—હેમકુટ પર્વત ઉપર આવેલા ભગવાન કાશ્યપના આશ્રમસ્થાન પાસે સમુદ્રમાં ડુબતી છાયાને લઇ સાનુમતિનું આગમન–અનાથ છાયાને સનાથ બનાવવા માટે સાનુમતિનું કાશી તરફ પ્રયાણ-ઇંદ્રભુવનમાંથી પાછા વળતાં માતલી સાથે દુષ્યંતનું આગમન.

પ્રવેશ ૨—સિંહના બચ્ચાને રમાડતા સર્વદમનને દેખી દુષ્યંતને આશ્ચર્ય–તાપસીઓ સાથે અરસ પરસ વાતચીત થતાં પોતાનોજ એ પુત્ર છે એમ ખબર પડવાથી રાજાને આનંદ–પિતા પુત્ર ભેટ.

પ્રવેશ ૩—કાશ્યપ ભગવાનના આશ્રમ સ્થાનમાં શકુંતલા–પતિ સતીની ભેટ–પતિનો પશ્ચાતાપ-સતીની ક્ષમા ઉદારતા.

પ્રવેશ ૪—કાશી વિશ્વેશ્વરના મંદિર પાસે છાયા તથા શંખદત્તની મુલાકાત–અરસ પરસ ઓળખાણ–ભેદનો ખુલાસો.

પ્રવેશ ૫—ભગવાન મારીચના આશ્રમ સ્થાનમાં સર્વનું દર્શન નિમિત્તે આગમન–સર્વની અરસ પરસ ભેટ–દેવતાઓનાં આશીર્વચન નાટકની પૂર્ણાહુતિ.

ૐ. શાંતિઃ શાતિઃ શાંતિઃ

શ્રીગણેશાય નમઃ

# મુદ્રા પ્રતાપ.

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

( ૧ )

સુત્રધાર બાળાઓ—શ્રીધર શ્રી ધરણીધર
કમલનયન કમલાવર
વંદુ પદ વિશ્વેશ્વર
કરો કૃપા કિંકરપર શ્રી॰
આદિ જલ વૈશ્વાનર
હોતા ચંદ્ર પ્રભાકર
નભ, ભૂ, પ્રાણ સુધાભર
અષ્ટ સ્વરૂપ મંગળકર.

( ૨ )

બાળાઓ— ન કીજીએ પ્રીતડી અજાણી ન કીજીએ
ન લીજીએ મારગ અજાણ્યો ન લીજીએ
સહુમાં પ્રથમ આજ્ઞા વડીલ તણી લીજીએ
પછી કામ જોઇ વિચારીને કીજીએ
ના અજાણ્યું ફળ ખાવું

ના અજાણ્યે આરે ન્હાવું
અજાણ્યુ પાણી નવ પીજીએ. ન કીજીએ૦

( ૩ )

શકુંતલા-સખીઓ—

ચાલો ચાલોને જળ સીંચવા સાહેલીરે
નાજુક ઘડુલી ભરી સાર
કરોને જળધાર ..............................ચાલોને૦
જો ગુણીયલ જુઇ વેલડી આંબલીઓ ગુણખાણુ
નવિન જીવન પામી હસે ભોગવતી સુખ લ્હાણુ
સરજાયાં જળ પવન છે જીવન જગતના જાણુ
ચંદ્ર જીવન છે કુમુદનું કમલ જીવન છે ભાણુ
સુંદર છોડ સોહામણા-સાહેલીરે
ઊગ્યા હારોહાર, શોભાનો નહિ પાર. ચાલોને૦

( ૪ )

સખીઓ— ઓ જોબનવંતી એ તો તારા જોબનીયાનો દોષ
તું અમપર આણે શીદ રોષ ઓ૦
બાગ સુતન ખીલવશે યૌવન
સાંભળ સજની વાત
અરે તું સાંભળ સજની વાત
નવીન ભાવનો ઉદય થશે
વળી થશે કંઇ કંઇ ઉત્પાત ઓ૦
મનના માન્યા પતિને પામી

માણીશ સુખ સંતોષ
અરે તું માણીશ સુખ સંતોષ
અમે જોયું તુજ ભાગ્ય
હવે ભલે જુએ જોશીડા જોષ                    એ૦

( ૫ )

શકુંતલા-સખીઓ—

અલી જોને
અલી જોને આ અલી વારવાર
આવી મુજને અકળાવે
અલી કુસુમકળી સમ જોઇ તને
ગુંજી નીજ ગાન સુણાવે
જ્યાં જાઉં ત્યાં પુઠળ આવે
લુચ્ચા શાને મને સતાવે
મરને! મુવા મરને।
અલી કુસુમ કળી સમ જોઇ તને
ગુંજી નીજ ગાન સુણાવે
અલી જોને।

( ૬ )

શકુંતલા-સખીઓ—

ઉભાં રહો ! ઊભાં રહો
ઉભાં રહો જરાય, ઉભાં રહો જરાય,
ન મારાથી ચલાય;                    ઉભાં રહો૦

"કેમ શું થયું ?"
વાગ્યો કાંટો ઝીણો
તેથી ઉપડે ન પાય
અરરર દુઃખ બહુ થાય
ઉંહું ખુબ બળે લ્હાય
જાણે પ્રાણ મારા જાય
અરરર ઓય — ઉભાં રહો૦

( ૭ )

દુષ્યંત— જોઇ અજબ નાર ઉપવનમાં
દીવ્ય અનુપમ રૂપ રમાનુ
દુર્લભ રાજ્ય ભુવનમાં — જોઇ૦
આલેખી પ્રતિમા વિધિએ
ઘડયાં અંગ સુબ્રહ્મ સદનમાં
કાન્ત સકલની કાન્તિ મુકી
કમળાના કમળ વદનમાં — જોઇ૦

( ૮ )

માઢવ્ય— ગીત વખતના ગાવાની ગત પુછી જુઓ ગાનારાને
જેવું તેવું ખાવાની ગત. પુછી જુઓ ખાનારાને
મહાજન મોટા થાવાની ગત પુછી જુઓ થાનારાને
વિણ બોલાવે જાવાની ગત પુછી જુઓ જાનારાને

ધાડ પડે ત્યાં ધાવાની ગત પુછી જુઓ ધાનારાને
જેને તેને ન્હાવાની ગત પુછી જુઓ ન્હાનારાને

( ૯ )

શાંખદત્ત— શાંખદેવ સંભારૂં ઘડી ઘડી
એક લાવો સોના મ્હોર રોકડી
લક્ષાધિપતી કહાવું
મોટા બંગલા બંધાવું
વાહ જુક્તી મઝાની કેવી જડી
શાંખ લાવો સોના મ્હોર રોકડી
ગયો ખાંધેથી ભાર
પડે ઘેર ટંકશાળ
પ્રભુ માયા તમારી દિસે વડી
શાંખ લાવો સોના મ્હોર રોકડી

( ૧૦ )

સખીઓ— મોરી આલી તને સુખ થાય
જરાએ કાંઇ શાન્તિ વળે
અંગ તારૂં ઉનું ઉનું જણાય
નયન તારાં શાથી ઢળે. મોરી૦

રચી કોમળ દળ કમળની ફુલ શૈય્યા સુખકાર
ચંદન અંગે અરચીયું કીધા સકલ ઉપચાર
આમ વાયુ શીતલ ઢોળાય કમળ દળ બોળી જળે. મોરી૦
બોલ બોલ સખી બ્હાવરી દરદ તને શું થાય

રોગ પીછાણ્યા વિણુ ખરે કયમ કરી થાય ઉપાય
કહે શાથી આ બલા તારી જાય મનોરથ તારા ફળે, મોરી૦

(૧૧)

**સખીઓ શકુંતલા—**

કાગળ લખ કોડથી સુકુમારી
મુંઝા નહીં મનમાં લાજની મારી, કાગળ૦
" શું લખું ? "
પુછે શું અમને અલી લખ લખ જે દીલ ચ્હાય,
વ્હાલાની વાતો ભલી અમથી નવ સમજાય
બીજા તે શું જાણે મનની વાતો, તારી, કાગળ૦

(૧૨)

**શકુંતલા-દુષ્યંત—**

રાજાજી રહેજો તમારા ભારમાં
બાળો છો હજી શાને
ધગધગતા અંગારમાં રાજાજી૦
[illegible] બાળા તમે બોલો ના બોલ હવે આવા "
[illegible] માટે હું કેમ દઉં જાવા "
[illegible] ગુણી થઇ ખપશો ગમારમાં—રાજાજી૦
[illegible] નાજુક ફુલકળી!
[illegible]ર આવ્યો પાસે
મધનો લોભી મધ ચૂસ્યા વિણુ
એમ ન ઉડી જાશે
" એ કોઈ આવ્યું "

" એમ કાંઇ જવાયું "
હો રાજ તમે ગુણી થઇ ખપશો ગમારમાં     રાજાજી૦

( ૧૩ )

શકુંતલા—ફુલ મંડપના વાસી મીઠા મોરલા
વીતાડજે સુખે કે દુઃખે રાત
મળશું પાછાં કાલે પ્રભાત     ફુલ૦
હારીશ નવ મન ધીરજ ધરજે
શુકન જોઇ કાલે સંચરજે
કાલે કરશું મીઠી મીઠી વાત     ફુલ૦

( ૧૪ )

લક્ષ્મી— ધીક ધીક વંધ્યાનો અવતાર
સંતતિ વિના સુનો સંસાર     ધીક૦
અઢળક ધન દોલત બહુ પામી
સંતતિ વિણુ સંપતી નકામી
ગોળ વિના કંસાર, મોળો જેમ ગોળ વિના કંસાર
ધીક૦
પ્રજા વડે જેમ ઉજળાં પ્રજાપતીના દ્વાર
તેમ પ્રજાથી ઉજળાં પ્રજાતણાં ઘરબાર     સંતતિ૦

( ૧૫ )

લક્ષ્મા— કહો પારકાં પોતાનાં શી રીતે કહેવાય
સદા પારકાં તે સૌ અંતે પારકાંજ થાય
માપ અંતરના પ્રેમનું ન કોથી મપાય
નખ આંગળાથી વેગળા તે માટે કપાય

વંશ વેલીની વૃદ્ધિ સ્વામી એથી શું થાય
એ છે ઠાલી બધા મન વાળવાના ઉપાય કહો૦

(૧૬)

ગાથા— સતી તણું સહુ સુખ પતિ ચરણે
પતિ વડે ચુડી ચોટલો ( ૨ )
પતિથી અળગી રહે પીયર તે
પાપનો બાંધે પોટલો ( ૨ ) સતી૦
પીયરનાં પકવાન નકામાં
મીઠો સુકો સાસરીયાનો રોટલો (૨) સતી૦
મહીયરના રંગમહેલ નકામા
રૂડો અઢી ગજ સાસરીયાનો ઓટલો. (૨) સતી૦

( ૧૭ )

ઓધડ-ઓઘડ-શંખદત્ત—
ભાડુતી વરનું પરણેતર જોવા જેવું થાય
ભાડાનો વર ભાડુતી મામાની સાથે જાય
વર વિનાની જાન લઇ જાનૈયા ખોટી થાય
ભાડાનો વર ભુખ્યો ભુખ્યો જાન પાછળ જાય
ભાડુતી મામો ને ભાડુતી બાપ
બોલ શંખ બાપ દેને જવાબ

( ૧૮ )

સખીઓ—જાદુગર પ્રેમ
જબરી દીસે તારી જાદુગરી
અદભુત શકિત શી તારામાં ભરી જાદુગર૦
ડાહ્યા નીજ ડહાપણ છોડી

મુરખ પણ રહે કર જોડી
મતીયા જનની પણ જાય મતી ફરી ( ૨ ) જાદુગર૦
ટેકીના ટેક તજાવે
હાંકે બ્રહ્માંડ ગજાવે
ત્હારે નામે જન કંઇ જાતા તરી. (૨) જાદુગર૦

( ૧૯ )

દુષ્યંત-શકુંતલા—
એ મનહરણી
આમ તમે હરણાને કયાં લગી રમાડશો
મૃગ નયની
આમ તમો મૃગલાને કયાં લગી રમાડશો મનહરણી૦
અમ અરસ પરસ ઉર પ્રેમ વસ્યો
મહીપત શું એ મહીં દોષ; કશો
નહીં દોષ કશો, નહીં રોષ કશો. મનહરણી૦
નાનું રખડતું એકલું મુકી માત એની ગઇ મરી
થાતાં અધીક સહવાસ થઇ ગઇ અધીક મમ મમતા ખરી
સુખ શાન્તિ હૃદયને પમાડશો. મનહરણી૦

( ૨૦ )

શકુંતલા—સુજાણ અજાણ્યા શું વિશ્વાસ કેમ આવે
અજાણી પ્રીત પાછળ પસ્તાવો કરાવે. સુજાણ૦
પાળવાને લાડ પ્રથમ ઝાઝાં બતલાવે
પરવશ બનાવી પછી ખત્તા ખવરાવે
કેમ આવે વિશ્વાસ કેમ આવે સુજાણ૦

( ૨૧ )

**શકુંતલા**—રાજાજી હવે પાછા ક્યારે મળશો
મને પટરાણી ક્યારે કરશો. રાજાજી૦
રાજ કાજમાં મન રોકી વાલમ ના વહાલ વિસરશો
ભાગ્યવંત રહું આપ ભરૂસે બોલ્યું વચન તમે પળશો
રાજાજી૦

**દુષ્યંત**—અંગુઠીમાં મુજ નામના અક્ષર લખ્યા છે જેટલા
તેડાવતાં મુજ પાસ પદ્મણી દિવસ જાશે તેટલા

( ૨૨ )

**શિષ્યો**— જાગી જીવ જો જરી જીવન તારૂં હરી
રાત્રી અંધારી વહી વાયું વહાણું
અન્ય સહુ પરહરી સમરને શ્રીહરિ
ફરી ફરી નહીં મળે આવું ટાણું જાગી૦
અધિક ગોવિંદથી પણ ગુરૂને ગણી
ગુરૂપદે પરમ આનંદ માણો
સારહીણુ સકલ સંસારમાં
સારનો સાર શ્રીહરિ તણું નામ જાણો જાગી૦

( ૨૩ )

**અનસૂયા—પ્રિયંવદા**—
વાધ્યો ઉમંગ અંગ સુણી વધામણી
સજની જયમ ચંદ્ર વડે રજની સોહામણી વાધ્યો૦
સાસરે સીધાવી સુખ પામે સખી આપણી

થાશે પટરાણી, મહારાજ્ય તણી રાણી
ગુણખાણી શાણી એ લજામણી. ત્રાણ્યો૦

( ૨૪ )

સખીઓ— સજાવીએ શણગાર ( ૨ )
સજની અમારી તું સાસરીએ જાય
લે ફુલના સુંદર હાર
એની તું કંઠે ધાર સજની૦
" આ મંગલસુત્ર "
" આ ચુડી "
ફુલની આ દામણી
લે લે લજામણી
આ વલ્કલ ઓઢી સાર
એની તું થા તૈયાર સજની૦

(૨૫)

કણ્વ— દુઃખ સ્નેહનું કોણ શકે જ કળી !
મમતા મમ નાંખતી દીલ દળી
બહુ નાજુક નાની હતી પુતળી
કરી લાડ અતિશય મોટી કરી-દુઃખ૦
નિજ ભાગ્યવડે પુરુષાર્થ ફળ્યો
વર શ્રેષ્ટ મહા પુરુવંશી મળ્યો
અતિ દૈવ તણો ઉપકાર ઠર્યો
ઋણ ભાર બધો શિરથી ઉતર્યો-દુઃખ૦

( ૨૬ )

શકુંતલા- કણ્વ—

દાદાજી પાય લાગું
શુભ આશીષ અંતરની માગું દાદાજી૦
હું બાળક, તમે પાલક મારા
મુજ પર બહુ ઉપકાર તમારા
આશીષ અંતરની માગું દાદાજી૦
યયાતિને વ્હાલી થઇ સતી શર્મિષ્ટા જેમ
પુરૂસમ સુત પામી સદા થજે વ્હાલી તું તેમ શુભ૦

( ૨૭ )

સખીયો—સખી કોયલ ટોકેરે
ટીહુ ટીહુ સાદ કરી
ટીહુ સાદ કરી ( ૨ ) સખી૦
શુભ શુકન વિલોકેરે
હૈયે બહુ હેત ધરી. ( ૨ ) સખી૦
પતિને મળવાનીરે આતુરતા છે મનમાં ઘણી
હોંશ હૈડાની છાનીરે પુરી થાશે એ રમણી ( ૨ )
પુણ્ય પુર્વનાં સાચાંરે રુડા નરવરને વરી
સખી આપણુ પાછાંરે હવે કયારે મળશું ફરી (૩) સખી૦

( ૨૮ )

ઋષિપત્નીઓ— પુત્રી એ ધન સદા પરાયું
પુત્રી શોભે સાસરીએ

બીજાની થાપણ રાખી
શીદ ઋણવાળા ઠાલી ઠરીએ — પુત્રી૦

સ્ત્રીનું સુખ સાસરીયું ભાસે
માન ઘટે. બહુ મહીયર વાસે
આર્ય માતના બાલ આપણે
ઉત્તમ રહેણી આચરીએ. — પુત્રી૦

( ૧૯ )

સર્વ—

લાડકડી બાડકી અમારીરે
અંતરમાં ધરજે હીત શીખામણ સારી
તારી જગમાં બોલાશે બલીહારીરે — અંતરમાં૦

કરજે વડીલોની સેવા
નીમ છે કુલ વધુના એવા
થાજે સદા તું સદાચારીરે — અંતરમાં૦

આજ્ઞા વડીલની પાળીને
પતિને પ્રભુ સમ જાણજે
પટરાણી પદ પામી સદા
વૈભવ ઘણેરા માણજે
સુખે નવ છેક ફુલાવું
દેખી દુઃખ નવ ગભરાવું
સાચો મારગ છે એ હીતકારીરે — અંતરમાં૦

( ૩૦ )

છાયા-શંખદત્ત રમશો રીસામણી મનામણી
ક્યાં સુધી રમશો રીસામણી મનામણી
જરા જુઓ જુવોને મારા ભણી ક્યાં૦
" ઉં હું ઉં ! "
લાજો છો શાને ઓ નાથ ઝાલી હાથ
મારા હૈયામાં હોંસ હજી છે ઘણી. (૨)
" ઉં હું ! " રમશો૦

( ૩૧ )

શંખદત્ત— જાન લઇ જાનૈયા આવ્યા
વરને આવી વાઇ
હું બન્યો વર ભાડાનો
છે ભાડુતી સગાઇ
જો વ્હીવા થાશે ફોક
જોશે કુજેતી લોક
રોશે મુકીને પોક આ ભાડુતી જમાઇ.

( ૩૨ )

છાયા-શંખદત્ત— ચાલો ચાલો મારા છાના મ્હેમાન
જમાડું પ્રીતે ભોજન પકવાન
આવે આંખે અંધારાં
હાડ હાર્યાં છે મારાં

ભુખે જાશે જરૂર મારો જાન
જમાડું પ્રીતે ભોજન પકવાન
થશે પહેલી જાનની શી મહોકાણ
મુઆ એ વર ને બળી એ જાન

( ૩૩ )

કંચનીઓ— મહીમા પુરુકુલ કેરો ગઇએ
પદરજ વંદી પાવન થઇએ.
તાના દીમ દીમ તોમ તોમ તનનનનન
તોમ તનન તનન તોમ તનનનનન
તોમ તનનન તિલ્લાના ગાવે
સુરમગરે પધ ગગરે બજાવે
માત્રા પ્રમાણે સમ લાવે.
ગમ જો જાણે ગુણીજન કહીએ. મહીમા૦

( ૩૪ )

શકુંતલા— નવ ઘટે આવું સ્વામી મારા
પરણીને પરહરવી દારા. નવ ઘટે૦
તમે મોટા થઇ શીદ માન મુકો
થઇ ધર્મ ધુરંધર ધર્મ ચુકો
પ્યારી કહી બોલાવો પ્યારા. નવ ઘટે૦

( ૩૫ )

શકુંતલા— ગઇ ગ્રીષ્મ ઋતુના દીવસ જ્યાં
મહારાજ આપે ગાળીયા
નિર્ભય કરી તે સ્થાનને

મુનિ જન તણા ભય ટાળીયા
તટ માલિની સંગે જતાં
ઉપવન ભણી પાછા વળ્યાં
નવમાલિકા મંડપ મહીં
એકાંત બે આપણ મળ્યા

• • • •

બોલેલા બોલ તે સંભાળો રાજાજી
દીધેલા કોલ શે વિસારો રાજાજી
શે વિસારો રાજાજી. ( ૨ ) બોલેલા૦
જતી વખત આશ્રમ મહીં પધારીયા રણધીર
કમળ પત્ર પડીએ ભર્યું દીઠું નિર્મળ નીર
મારું વ્હાલું લાડકું હરણ તણું જે બાળ
દેખી ત્યાં આવી ચઢયું જળ પીવા તત્કાળ.
બોલ્યા શું આપ તે સંભાળો રાજાજી. (૨) બોલેલા૦

• • • •

પડીયો મુખ આગળ ધર્યો, પાવા કરી અભિલાષ
પણ પરીચય નહીં તે થકી નવ આવ્યું તમ પાસ.
મેં પાયું તે પી ગયું તમે કર્યું ઉપહાસ
અમે ઉછર્યાં વનમહી તેથી ઊર વિશ્વાસ.
બોલ્યા શુ આપ તે સંભળો રાજાજી.
તે સંભાળો રાજાજી બોલેલા૦

( ૩૬ )

શકુંતલા— કરશો નહીં રે કોઇ અજાણી પ્રીત
છાની પ્રીતોમાં મોટી ભીત કરશો૦

જોઇ વિચારી પછી પ્રીત કરજો
પુછ્યા વિણ પગલું નવાં ભરજો
નહીં તો પસ્તાશો ખચીત. કરશો૦
માબાપે મુજને તજી જન્મ થતાં વન માંય
પરણીને પતિએ તજી રહી રખડતી આંય
દેવી માત વસુંધરા દયા કંઇ મન લાવ
માર્ગ આપી મુજને હવે તુજ ઉર માંહી સમાવ." કરશો.

( ૩૭ )

ઓધડ-ઓધડ—મોટાના વ્હેવાઇ થઇ આવ્યા
બાડુતી વર લાવ્યા
અંગુઠીની ભગતી કરતાં
અધવચ આમ ફસાયા
આ બાડુતી વરનો બાપ
છોડો છોડો માબાપ
હવે ફરી વળ્યાં સહુ પાપ
બંદીખાને નંખાવ્યા. મોટાના૦

( ૩૮ )

છાયા— માડી પરણ્યો જે મુજને તે
એ વર ન્હોય ન્હોય ન્હોય
આ છે પુરૂષ પરાયો કોઇ ( ૨ ) માડી૦
અન્ય પુરૂષને ઉધલાવી
લાવ્યા મુકી ખુંપ માથે
પ્રપંચ કરી પરણાવી મુજને
બાડુતી વર સાથે. માડી૦

( ૩૯ )

સર્વે— ભલા ભલા વિશ્વમાં વિશ્વાસે કુટાય છે
વિશ્વાસે કુટાય છે ભરૂસે ભુલ ખાય છે (૨) ભલા૦
દેખતાં પણ આંખ છતાં અંધ બની જાય છે
અમૃત જાણીને વિષ પાયુ પી જાય છે.
અંતે એવા અધર્મીનું જડામૂળ જાય છે (૨) ભલા૦
પાપનો ઘડો જ્યારે પુરો ભરાય છે
ઓચિંતો એકવાર ફટ ફુટી જાય છે.
અંતે પકડાય ત્યારે પુરા પસ્તાય છે. (૨) ભલા૦

( ૪૦ )

છાયા— હું હીણભાગી નાર
થયો શું જન્મ વૃથા મારો
સગાં સંબંધીને મન હું થઇ
સર્પ તણો ભારો.
માત તાતને મુખ નવ ગમશે
કટુ વચન કહી સૌકો દમશે
ગુણ ઓશીગણ હું સૌની
મારે એકે નહીં આરો (૨) સગાં૦
પરણી નાર પિયર વસનારી
જગમાં તેની છાપ નઠારી
કંથ વિનાની હું કો નહીં
વિશ્વાસ કરે મારો (૨) સગાં૦

( ૪૧ )

છોકરીઓ— બની શી શોભા અપરંપાર
અહો ઋતુરાજની આજે (૨) બની૦

ધર્યા શા આમ્ર મોર શિરતાજ
સુરેશ્વર પણ દેખી લાજે બની૦
કરી રહી કોયલ ટૌકા સાર
પુકારે જેમ નેકી છડીદાર
ગૌરીપર પણ ગૌરવ શું આજ
મદન મહારાજનું ગાજે (૨) બની૦
યૌવન કાળે યુવતીનુ યૌવન ખીલે જેમ
નવ યૌવન ઉપવન તણું પુર્ણ ખીલી રહ્યું તેમ
યૌવન કાળે યુવતીનાં અંગ બધાં લચકાય
તેમ આમ્ર તરુવર બધાં મ્હોર થકી લચી જાય
કરો ઋતુરાજ તણા ગુણ ગાન પુજન કરી માગો શુભ વરદાન
મદન મદ ઘેલા જઈશું આજ મદન મહીમા ગાવા કાજે (૨) બની૦

( ૪૨ )

દુષ્યંત— પ્રીયાને પરણીને મેં પરહરી
દૈવ પ્રભાવે ઉપવન કેરી
વાત ગયો વીસરી પ્રીયાને૦
ગૃહણી ગૃહ લક્ષ્મીનું મેં
સન્માન કર્યું ન જરી
રતિ સમ આકૃતિ સમિપ છતાં
નવ ઓળખી મેં સુંદરી. પ્રીયાને૦

( ૪૨ )

સુવૃતા તાપસીઓ—ભજ ભુદરને ભાવે
મનવા ભજ ભુધરને ભાવે
તાપ સકલ એ સમાવે મનવા૦

માયા જાળ પ્રસારે મોટી
ઉપજાવે ભ્રમણાઓ ખોટી
પાર ન તેનો આવે મનવા૦
તજી અન્ય સંસાર ઉપાધી
માર્ગ અનુપમ લેને સાધી
જન્મ મરણ ટળી જાય મનવા૦

( ૪૪ )

સર્વે— દૈવ પાસે પ્રાણી માત્ર દીન છે
દેવતાઓ પણ દૈવને આધીન છે
જેવી મતી જેની શુદ્ધ કે મલીન છે
કર્મ સૌનાં પ્રત્યક્ષ ત્યાં જામીન છે
સૌથી મોટામાં મોટું આકીન છે દેવતાઓ૦

( ૪૫ )

દુષ્યંત— આ તરુવર દેવાંશી
અશોક આશ્રય કરૂં આજ તારો
તુજ શુભ નામ પ્રમાણે
અશોક કરજે શોક હરી મારો

( ૪૬ )

દુષ્યંત-સર્વદમન—બેટા ચાલોને સાથ
હવે જઈએ સંગાથ
બેટા ચાલોને સાથ
મારો ઝાલીને હાથ બેટા
" બેટા શું તું અહીંઆં રહે છે.

બેટા બેટા શાનો કહે છે "
મારા કુલના ઉદ્ધારનાર હું તારો તાત ( ૨ )
કહે ક્યાં છે ક્યાં છે એમ મહાસતી તારી માત. બેટા૦

તાપસીઓ-શકુન્તલા—( ૪૭ )
બહુ ધીરજનાં ફળ મીઠાં બેન
ધીરજનાં ફળ મીઠાં છે.
કહે ઋતુ વિણુ ફળ ક્યાં દીઠાં બેન
ઋતુ વિણ ફળ ક્યાં દીઠાં છે.
તરુવર તહાં તરુવરની છાયા.
કુંથ તહાં કામિનીની કાયા
જન બહુ મથન કરીને થાકે.
ઉતાવળે આંબા નવ પાકે
મન કરીએ ન અજીઠાં બેન. ધીરજ૦

( ૪૮ )

દુષ્યંત— ભુલી જા ભુલી જા ભુલ મારી
કર માફ મુજને પ્યારી
વીતી વાત સર્વ વીસારી કર માફ૦
આરોપતાં ફુલમાળ સુંદર
અંધને કંઠે અરે
કરી સર્પની ભ્રાન્તી ઉરે
પકડી નીચે પટકી ખરે
કર્યું કામ મેં અવિચારી. કર માફ૦

( ૪૯ )

શકુન્તલા-દુષ્યંત-શુભ સકલ પદાર્થ હુ પામી
તમ મુખ દર્શન કરતાં સ્વામી. શુભ૦

કર માર્ષ સવી કહું શીર નામી
નવ અઘટીત ઉચરશો સ્વામી. શુભ૦
ધરી ભક્તિ ભાવ અંતરમહી
હરનીશ સતી રહે
પતી પદ કમલ વીરામી— શુભ૦

( ૫૦ )

શંખદત્ત-છાયા—તું કોણ નાર ઠગારી
કહી આમ ગળે પડનારી
નથી નાર હું ઠગારી
એક નાથ દાસી તમારી
હું છું ભલો બ્રહ્મચારી
આ શી ફજેતી મારી
" તમે મને પરણ્યા છો ! "
" કયારે । "
" આ શંખ લઇને આવ્યા ત્યારે ! "
બોલો ભલા બ્રહ્મચારી
એ વાત કયાં સંભારી

( ૫૧ )

છાયા-શંખદત્ત—ચાલો ચાલો પ્રિતમ પ્રાણ
પામ્યો હું સુખ લ્હાણ
છોજી તમે સુજાણ—ચાલો૦
પતિ મને મળ્યા આપ
ટળ્યા મારાં સહુ પાપ
આ બધા મુદ્રા પ્રતાપ—ચાલો.

હવે હું તો ફરવાનો થઇ રાજાનો પુરાણી
હવે હું તો ભરવાની સોનાને બેડે પાણી,
"હું ઘરનો રાજા ને હું ઘરની રાણી" ચાલો૦

આદીતી-મારીચ, તાપસીઓ—( ૫૨ )

જય જય જય જય જગના સ્વામી
ઘટ ઘટ વ્યાપક અંતરયામી
શુભ ગુણ ગ્રામી અક્ષયધામી
જય નાથ નિરંજન નિષ્કામી જય. જય.
સત્ ચિત્ આનંદઘન અવિનાશી
ભૂધર બ્રહ્માંડ તણા વાસી
વિશ્વંભર વિશ્વ તણા સાક્ષી.
નમું સ્વયં પ્રકાશી શિર નામી

( ૫૩ )

સર્વે— ભારતનાં સંતાન સૌ
સંપી આનંદે સાથ ભળો
ભરત નામથી પ્રસિદ્ધ વિશ્વે
ભરતખંડ બહુ દેશ ભલો—ભારત૦
જનમન ઉર શાંતી રેલાવી
સૌના ક્લેશ કુસંપ ટળો
ભારતનું ભાગ્યોદય થઇને
ભરત મુનીનું વાકય ફળો.—ભારત૦

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

१३२